શ્રીમાન ધ્રાંગધ્રાનરેશ મહારાણાશ્રી ઘનશ્યામ-
સિંહજી મહારાજાશ્રિત.

## શ્રી આર્ય નીતિદર્શક નાટક સમાજ

# બોલતો કાગળ

## નાટકનાં ગાયનો.

છપાવી પ્રસિદ્ધ કરનાર.
શ્રી આર્ય નીતિદર્શક નાટક સમાજના માલેક
એમ૦ એમ૦ પીત્તલવાળા—સુરત.

ઈ૦ સ૦ ૧૯૧૨

સોનીફળીયા રોડ ઉપર આવેલા "દેશી મિત્ર" એંજીન
પ્રિન્ટીંગ પ્રેસમાં મગનલાલ કીકાભાઈએ છાપી.

પ્રથમાવૃત્તિ—પ્રત ૫૦૦૦.

મુલ્ય રૂ૦ ૦-૨-૦

હિંદુસ્તાનમાં કામ કરતી કંપનીઓમાં વધુ થાપણ
ધરાવતી પહેલા દરજ્જાની કંપની.

# ધી ન્યુ યોર્ક લાઈફ ઈન્સ્યુરન્સ કું૦

## મેં મારી જીંદગીનો વીમો ધી ન્યુ યોર્ક લાઈફ ઈન્સ્યુરન્સ કંપનીમાં કેમ ઉતરાવ્યો?

કારણ કે—૧ તેની શરતો ઘણીજ ઉદાર છે.

૨ દાવાઓ વગર ઢીલે કલકત્તા આફીસેથી ચુકવવામાં આવે છે.

૩ તેનું બોનસ (નફાની વહેંચણી) ઘણીજ ઉદાર છે.

૪ કંપનીઓ સઘળો નફો વીમો ઉતરાવનારને વહેંચી આપવામાં આવે છે.

૫ કંપની ૬૫ વરસની જુની છે.

૬ કંપનીએ અત્યાર સુધીમાં અઢી અબજ રૂપીઆ કરતાં વધુ રકમના દાવાઓ ચુકવ્યા છે.

૭ કંપનીની થાપણ બે અબજ રૂપીઆ કરતાં વધુ છે.

વધુ માટે નીચેના શિરનામે લખવું અગર મળવું.

૪૩૦, રીચીરોડ
અમદાવાદ

વાડીલાલ ચુનીલાલ શાહ.
ગુજરાત એન્ડ કાઠીયાવાડના ચીફ એજન્ટ.

શ્રીમાન્ ધ્રાંગધ્રાનરેશ મહારાણા શ્રી ઘનશ્યામસિંહજી
મહારાજાશ્રિત.

## શ્રી આર્ય નીતિદર્શક નાટક સમાજ.

# બોલતો કાગળ

## નાટકનાં ગાયનો.



લેખક—મી૦ દિવાના.

છપાવી પ્રસિદ્ધ કરનાર.
**શ્રી આર્ય નીતિદર્શક નાટક સમાજના માલેકો.**
**એ૦ એ૦ પીત્તલવાળા—સુરત.**





સુરત સોનીફળીઆને નાકે આવેલા "દેશી મિત્ર" એન્જીન પ્રિન્ટિંગ પ્રેસમાં **મગનલાલ કીકાભાઇએ** છાપ્યાં.



**કીંમત રૂ૦ ૦–૨–૦ (બે આના)**

# માલેકો તરફનો ખુલાસો.



આ કંપનીરૂપી બાળક પોતાના ત્રીજા ખેલરૂપી ડગુમગુ પગલે ચાલતું ચાલતું અને વડીલો પાસે બાળ ચેષ્ટા કરતું હોય તેમ પ્રેક્ષક વર્ગની આનંદરૂપી સીટી અને આશ્રયરૂપ ચપટી તરફ દોડતું દોડતું સંપુર્ણ ભરોસા સાથે આજે "બોલતો કાગળ" લઈ પાછું રજુ થાય છે તો પ્હેલાના જેવોજ આદર મળશે એવી આશા છે......

હમે "સરસ્વતીચંદ્ર" ના ઓપેરામાં પ્રેક્ષક વર્ગને જે વચન આપ્યું હતું તે પ્રમાણે હમારાથી બનતી દરેક મેહનત અને પૈસાને ભોગે પણ પ્રજાના વિશ્વાસને પાત્ર થવા અને આશ્રય મેળવવાને લાયક બનવાની કોશેસ કરી છે. પરંતુ તેમાં હમે ફળીભૂત થયા છીએ કે કેમ તે નક્કી કરવાનું કામ પ્રેક્ષક વર્ગનુંજ છે. હમે તો માત્ર તેની ઉદાર નજર ઉપર વિશ્વાસ રાખી જર કે જહેમતની પરવા ન કરતાં હમારાથી બનતું કરીએ છીએ અને તે પ્રેક્ષક વર્ગ પોતે પણ જોશે.

આટલા ખુલાસા પછી જેની કૃપાથીજ હમે અને સર્વ જગત ભર્યું છે અને જેના ઇશારા ઉપર સર્વ જગત નાચી રહ્યું છે તે જગન્નિયંતાએ હમને હમારો ત્રીજો ખેલ નાખવા માટે સામર્થવાન કર્યા છે તેને કૃપાના ભાર સાથે નમન કરી હમારો આ નાનો ખુલાસો વધારે ન લંબાવતાં અહીંજ પુરો કરીએ છીએ. સુજ્ઞેષુકિંબહુના—

માલેકો

શ્રી આર્ય નીતિ દર્શક નાટક સમાજ.

# પાત્રોના યાદી.

## પુરૂષ પાત્રો.

દારૂણસિંહ... ... ... ... ... ... ... ... એક કર્નલ.
રણધીર ... ... ... ... ... ... ... ... ... કેપ્ટન.
મહેન્દ્ર }
નગેન્દ્ર }... ... ... ... ... ... ... ... સિપાઇઓ.
સુજનસિંહ... ... ... ... ... ... ...નગેન્દ્રનો પુત્ર.
ભડભડસિંહ—ધનનો ઘમંડી બુઢ્ઢો, કર્નલ દારૂણસિંહનું પ્રપંચી હથીયાર
રમણ... ... ... ... ... ... ... ... તેનો પુત્ર.
કુચરો... ... ... ... ... ... ... ભડભડનો નોકર.
લાલાજી ... ... ... ... ... ...ભડભડનો ભત્રીજો.
પૂંજો ... ... ... ... ... ... ... લાલાજીનો નોકર.
મોહન .. ...એક ગરીબનો પુત્ર. ભડભડની પુત્રી માનાનો આશક

## સ્ત્રી પાત્રો.

વીરા ... ... ...કર્નલ દારૂણસિંહની પુત્રી પ્રેમની પ્રતીમા.
મેના .. ... ...મહેન્દ્રની પુત્રી પાછલથી રણધીરની સ્ત્રી.
માના ... ... ...ભડભડની પુત્રી પાછલથી મોહનની સ્ત્રી.
રમા ... ... ... ... ... ... ... રમણની સ્ત્રી.
સુરબાળા ... ... ...નગેન્દ્રની સ્ત્રી વિર સુજનની માતા.

કમાનડીંગ ઓફીસર, વારંગના, સિપાઇઓ વીગેરે વીગેરે.

**સ્થલ—શ્રીનગરની** લશ્કરી છાવણી અને તેની આસપાસનું જંગલ.

શ્રી હરિ ૐ

# "બોલતો કાગળ" નાટકનો ટૂંક સાર.



## થોડીક સૂચના.

આ નાટકની રંગભૂમિ મીલીટરી કેમ્પ એટલે કે લશ્કરી છાવણી ધારવામાં આવી છે. અને તેમાં અંગત વ્યક્તિ તરીકે એક ઘમંડી અમલદારનું પાત્ર તેના સંસારિક જીવન પરત્વે ચિતરવામાં આવ્યું છે. એમ પ્રેક્ષકોની નજરે જણાશે પરંતુ આ નાટકનું ખરૂં નિશાન તોઃ—

ચાહે નાં બદલો કદી, દઇ કુસુમ નિજ વાસ,<br>
પ્રેમીને પ્રેમી પૂજે, નહિ બદલાની આશ.

એ 'પ્રેમમંત્ર' ઉપર છે. અને તેની પ્રતિમા=દેવી–પૂણ્ય પ્રતિમા વીરા નામની વીરાંગના છે. તેનું વીર જીવન એજ આ નાટકનું વસ્તુ-પ્લોટ છે. અને તે દ્વારા એક સાચું પ્રેમ જીવન બતાવવાની કોશેશ એજ હમારી હૃદયની ઇચ્છા છે, પરંતુ વિષય સાથે પ્રેક્ષક વર્ગના શોખને અનુસરી પૈસાના ઘમંડી ભડભડનું હાસ્યરસિક વજુ ઉમેરી તેને લોક રૂચિને અનુકુળ કરવાની કોશિશ કરી છે. છતાં વીરાના કીર્તિ જીવનને જેબ આપનાર તેની છબીરૂપી 'બોલતો કાગળ' એજ આ નાટકની પૂર્ણાહુતિ છે.

**નાટકની શરૂઆત**—પ્રારંભ પ્રાર્થના બાદ, વૃદ્ધ સિપાહી મહેન્દ્રસિંહની પુત્રી મેના, પોતાનો જન્મોત્સવ હોવાથી પોતાના પ્રિયતમ રણધીરને યાદ કરતી પુષ્પમાળા ગુંથતી દેખાય છે ત્યાં તેની સહેલીઓ તેને મુબારકબાદી આપવા આવે છે. અને મુબારકબાદી આપ્યા બાદ મેના હજૂ રણધીર કેમ ન આવ્યો તેનો વિચાર કરે છે તેટલામા શિકારથી પાછો ફરેલો અને શ્રમથી તૃષાતુર થએલો કર્નલ દારૂણ આવી પાણીની માગણી કરે છે મેનાનું સૌંદર્ય જોઇ તે ઉપર આશક થાય છે. અને મેના પાસે તેના હાથની માગણી કરે છે. મેના ખરી વસ્તુ (પોતે રણધીર સાથે પરણવા વચન આપી ચૂકી છે તે) જણાવી તેની માગણીનો ઇન્કાર કરે છે. દારૂણ તેને યુક્તિથી સમજાવવાની કોશિશ કરે છે પણ ન સમજતાં તેના ઉપર તે નીચ હુમલો કરે છે તે વખતે મદદની બુમ સાંભળી, કર્નલ દારૂણની પુત્રી વીરા ત્યાં આવી પહોંચે છે. અને પોતાની પુત્રીને જોઇ-શરમાઈ દારૂણ ચાલ્યો જાય છે. મેના, વીરરમણી વીરાનો ઉપકાર માને છે. વાતમાંને વાતમાં મેના પોતે કેપ્ટન રણધીરને ચ્હાય છે એવું બોલી જાય છે જે સાંભળી વીરા તેના ઉપર ક્રોધે ભરાય છે. (કારણ કે વીરા પણ કેપ્ટન રણધીરને ચ્હાય છે એટલે મેનાને પોતાની હરિફ ગણી તે ઉપર ચીઢાય છે.) પરંતુ પ્રેમની પ્રતિમા-ગુણવતી-ગુણિયલ વીરા બીજીજ—પળે

ઇજારો તો નથી લીધો વીરા! તેં પ્રેમ રસ્તાનો,  
પછી જો ચાહે કોઇ કોઇને તો તે ગુનોહ શાનો;  
ટીકીટ એ સોરટીની ચાહે તે સરવે ભરી શકતાં,  
કે જેને લાગતો નંબર તે માલિક એ રૂપૈયાનો.

એ વિચારી અર્ધ ગાંડી જેવી સ્થીતિમાંજ ત્યાંથી ચાલતી થાય છે. મેના તેની હાલત જોઇ ખરી બીના ન સમજવાથી દોરંગી દુનિયા ઉપર અજબ થતી વિચાર કરે છે.

**પ્રવેશ બીજો**—મેનાએ કરેલા ઇન્કારથી પોતાનું અપમાન થએલું માનતો દારૂણ ક્રોધમાંજ દાખલ થાય છે અને હવે મેનાને કેવી રીતે કાબુમાં લાવવી તેનો વિચાર કરે છે, તથા પોતાનાં પાપ કર્મના સલાહકાર અને ધનના ધમંડી ભડભડને મેનાના પિતા મહેન્દ્રસિંહની કટારી કે જે તેની પાસેથી ખોવાઇ ગઇ હતી અને આજેજ દારૂણના હાથમાં આવી હતી તે આપી તેનાથી મહેન્દ્રના દુશ્મન તરીકે જાણીતા થએલા નગેન્દ્રસિંહનું ખૂન કરી તેનો આરોપ મહેન્દ્ર ઉપર ઢોળી પાડવાનું કામ ભડભડને સોંપે છે કે જેથી મેના પોતાના કબજામાં આવે.

**પ્રવેશ ત્રીજો**—પ્રેમી જોડાંની પ્રેમ લીલા, રણધીર સાથે મેનાનો પ્રેમરોષ, અને મનામણાં. ત્યાં વીરા આવી રણધીરને મળે છે અને પ્રેમનાં સમણાં જોતી વીરા સાથે રણધીરનો ખુલાસો થાય છે કે રણધીર વીરાને ચાહે છે ખરો પણ એક બ્હેન તરીકે ચાહે છે. આ ખુલાસાથી વીરાના પ્રેમી આત્માને આધાત થાય છે ખરો પણ બીજીજ પળે—

હવસ જો પ્રેમ હોએ તો પિતાનો પુત્ર માતાનો,
કુટુંબી મિત્રનો તેમજ વળી જે બહેન ભ્રાતાનો;
અને નિજ દેશકેરો પ્રેમ, પ્રભૂનો પ્રેમ સહૂ નામો,
પડે જૂઠાં નથી તેમાં હવસનો એક પણ છાંટો.
ખરો પ્રેમી જે પ્રેમીને સુખી જોઇ સુખી થાતો;
ખરો તે પ્રેમ પ્રેમી કાજ દુઃખ સહીને સુખી થાતો.

એમ વિચારી મેના અને રણધીરનો હાથ મેળવી આપી તેઓની ભલાઇમાં કુમારિકા જીવન ગુજારવાનો નિશ્ચય કરે છે. ત્યાં 'ખૂન ખૂન' ની બુમ સંભળાય છે. અને ગભરાતો ગભરાતો મેનાનો વૃદ્ધ પિતા મહેન્દ્ર દાખલ થઇ પોતા ઉપર નગેન્દ્રનું ખૂન કરવાનો ખોટો આરોપ આવ્યાનો ખૂલાસો કરે છે ત્યાં સિપાહીઓ સાથે દાખલ થઇ દારૂણ-સિંહ મહેન્દ્રને કેદ કરે છે.

**પ્રવેશ ચોથો**—પ્રેક્ષક વર્ગની પ્રિય વસ્તુ કોમિક (હાસ્યરસ) ની શરૂઆત અહીંથી થાય છે. દારૂણસિંહનો નીચ મદદગાર અને ધનના મદમાં અંધ થઇ ગરીબોને ધિક્કારનાર ભડભડને કુદરત તરફનો ફટકો પડે છે કે જ્યારે તે પોતે ગરીબને ધિક્કારે છે ત્યારે તેનો પુત્ર રમણ એક ગરીબની છોકરી જોડે લગન કરી ચૂક્યો છે એવી ખબર તેનો નોકર કચરો લાવે છે જેથી ભડભડ રમણને પોતાના વારસામાંથી રદ કરી પોતાના ભત્રીજા લાલાજીને પોતાનો વારસ ઠરાવવાનો નિશ્ચય કરી, રમણ અને તેની સ્ત્રી રમાને ધુતકારી કાઢી મૂકે છે. ભડભડની પુત્રી માના ' કાકા મામા કહેવાના અને ગાંડે હોય તે ખાવાના ' એ કહેવત પોતાના પિતાને સમજાવી, લાલાજીની બનાવટી વિલથી ધૂર્તવિદ્યા બતાવી તેને ઠેકાણે લાવે છે.

**પ્રવેશ પાંચમો**—મેના પોતાના પિતા તરફ દયા કરવાને સ-મજાવવા માટે દારૂણ પાસે આવે છે. દારૂણ પોતાની જોડે લગ્ન કરવાની શરતે તેના પિતાને છોડી મૂકવા જણાવે મેનાને જણાવે છે મેના તેનો ઇન્કાર કરે છે. દારૂણ વૃદ્ધ મહેન્દ્રને પણ તેની પુત્રી સાથે લગ્ન કરી આપતા છોડી મૂકવા તથા કેપ્ટનના હોદ્દાનું પ્રોમોશન આપવા જણાવે છે. મહેન્દ્ર દારૂણની જાળમાં ફસાય છે પણ તેટલામાં

મેના પ્રવેશ કરી તે જાળને ચીરી નાખે છે. અંતે મેના વિચાર કરવા એ દિવસની મેહતલ માગે છે અને દારૂણ તેને મેહનલ આપે છે.

**પ્રવેશ છઠો**—જ્યારે ભડભડ ગરીબોને ધિક્કારે છે ત્યારે જેમ તેનો પુત્ર રમણ ગરીબની છોકરી સાથે પરણ્યો છે તેમ તેની પુત્રી માના પણ ગરીબના છોકરાને ચ્હાય છે. અને તે ભડભડને ખબર પડવાથી તેણે પોતાનાં બાર ઉપર ' નો એડમિશન વિધાઉટ પરમિશન ' નું પાટિયું માર્યું છે. છતાં માના છૂપી છૂપીને પોતાના આશક મોહનને મળે છે. આજે મોહન મળવા આવતાં માના પોતાને મળવાની એક નવિ યુક્તિ મોહનને બતાવે છે. માસ્તરાણી થઇ પોતાને શીખવવા રહેવા માટે સમજાવે છે, મોહન કબુલ થાય છે. એટલામાં વહેમ પડવાથી ભડભડ આવે છે, માના મોહનને કંડીઆમાં છૂપાવે છે. ભડભડ બધે શોધ ચલાવે છે અને કંડીઓ ભારે જોઇ તથા ઉપરથી જોતાં અંદર માણસ જેવું જણાવાથી મોહનના બાપ અને પોલિસને બોલાવે છે. ભડભડ તેઓ આવે ત્યાં સૂધી બહાર જઇ બેસે છે તેટલા વખતમાં માના મોહનને કાઢી બારીથી ભગાડે છે અને તેને બદલે રસોયાને કંડીઆમાં બેસાડે છે. ભડભડ મોહનના બાપ સાથે લડતો દાખલ થાય છે એટલામાં પોલિસ પણ આવે છે આખરે મોહનને બદલે મન્નિદા મહારાજ નીકળતાં કોમિક સીનનો કોમિકમાંજ અંત આવે છે.

**પ્રવેશ સાતમો**—મેનાને મળેલી મેહતલમાં હવે માત્ર છજ કલાક બાકી છે. દારૂણે મેનાને ખુશ કરવા નાચરંગની ગોઠવણ કરી છે પરંતુ પિતા અને પતિના પ્રેમમાં તણાતી ત્રીશંકુની ગતિ અનુભવતી મેનાને તેમાંનું કંઇ સારૂં લાગતું નથી. તે નાચનારીઓને કાઢી

મૂકે છે એટલામાં ત્યાં દારૂણ આવે છે અને 'હવે તમને મળેલી મહેતલમાં માત્ર છજ કલાક બાકી છે' એમ ચેતવણી આપી પાછો ચાલ્યો જાય છે. ત્યાં છૂપી રીતે રણધીર મેનાને મળવા આવે છે. પ્રેમી જોડાંનું કરૂણારસિક ચિત્ર, મેના અને રણધીર વાત કરે છે ત્યાં દારૂણ આવી રણધીરને જૂવે છે પણ તેઓને ખબર ન પડે તેમ પાછો બહાર ચાલ્યો જાય છે. અને બાહર જઇ કડીઆઓ વિગેરેને તૈયાર રાખવાનો હુકમ આપી પાછો અંદર દાખલ થાય છે. મેના રણધીરને પાસેના એક રૂમમાં સંતાડી દેય છે તે દારૂણ જાણે છે તેથી તરતજ હુકમ આપી આવેલ માણસોને બોલાવી તે રૂમનો દરવાજો ચણાવી દેય છે, મેના વચમાં પડતાં તેને પટકી નાખે છે, વૃદ્ધ કેદી મહેન્દ્રસિંહને બોલાવી પોતાનાં લગ્ન કરી આપવા કહે છે, પણ મહેન્દ્ર ઇન્કાર કરતાં પોતે જોર જુલમથી લગ્ન કરવા તૈયાર થાય છે તે વખતે વીરા દાખલ થાય છે. અને માણસો પાસે રૂમનો દરવાજો તોડાવી નાખી, દારૂણસિંહને રણધીર અને મેનાનાં લગન કરી આપવાની ફરજ પાડે છે. અને રણધીર, મેના તથા મહેન્દ્રને લઈ ચાલતી થાય છે. ટેબ્લો.

---

# અંક બીજો.

---

**પ્રવેશ પહેલો**—મહેન્દ્રસિંહ ઉપર જેનું ખૂન કરવાનો આરોપ મૂકવામાં આવ્યો છે તે દારૂણના પ્રપંચનો ભોગ થઇ પડેલ નગેન્દ્રસિંહની સ્ત્રી સૂરબાલા પતિનાં મૃત્યુ માટે અફસોસ કરતી દેખાય છે ત્યાં મહેન્દ્ર સાથે વીરા પ્રવેશ કરે છે અને 'મહેન્દ્રની પાછળ રાજનાં

ઠ૦૫૦



માણુસો છે માટે તેનું રક્ષણ કરજે ' એમ કહી મહેન્દ્રને સૂરબાલાનાં શરણમાં સોંપી પોતે જાય છે જ્યાં કેટલાક સિપાહીઓ સાથે દારૂણ આવી પહોંચે છે. એવી ખબર તેનો પુત્ર સુજન લાવે છે, ગભરાએલી સૂરબાલા મહેન્દ્રને દેવમંદિર નીચેનાં ટાંકાંમાં સંતાડી દેય છે, દારૂણ આવી પૂછતાં સાફ ઇન્કાર કરે છે, દારૂણ તે કેદી બીજો કોઇ નહીં પણ નગેન્દ્રનો ખૂની છે એમ જણાવે છે. સતીનાં હૃદય ઉપર આઘાત થાય છે પણ બીજીજ પળે દયાની દેવી શરણાંગત વત્સલ સૂરબાલા ગમે તેમ હોય પણ તેને નજ સોંપવાના નિશ્ચય ઉપરજ સ્થીર રહે છે, દારૂણ ઘણી શોધખોળ કરવા છતાં મહેન્દ્ર ન મળવાથી અંતે પાછો જાય છે. સૂરબાલાનો અફસોસ, મહેન્દ્રનો પોતે ખૂની ન હોવા વિષે સોગન ઉપર ખુલાસો, પોતાના પિતાના ખૂનીને શોધી કાઢવાની સુજનની પ્રતિજ્ઞા.

**પ્રવેશ બીજો**—કરેલા ઠરાવ પ્રમાણે આજે મોહન માસ્તરાણી બની નોકરીએ રહેવા આવશે તો તેનેજ નોકરી મળે તે માટે માના પોતાના ભાઇ રમણને ભલામણ કરે છે. રમણ ' કોઇ મોહિની નામની માસ્તરાણી રહેવા આવે તો મને ખબર આપવી ' એમ કચરાને કહેવા જાય છે ત્યાં રમણની સ્ત્રી રમા અને માના વચ્ચેનો સંવાદ, સ્ત્રી સ્વભાવનું ચિત્ર, છુપાઇને રમણ તે નણંદ ભોજાઇની વાત સાંભળે છે, અને યુક્તિથી રમાની દુરાંકાંક્ષાને દૂર કરે છે. મોહિની સ્વરૂપ ધારણ કરી મોહનનું આવવું. કપડાંનો ગોટાળો, રમા, રમણ અને માના મોહન વચ્ચે ચકમક, ગોટાળાનું શાંત થવું, એટલામાં કચરાનું કચુંબર ભડભડ સાથે દાખલ થવું, ભડભડ ડેસાનો ડોળો માસ્તરાણીમાં લોભાય છે, ચાલાક કચરો તે ચેતી જાય છે.

**પ્રવેશ ત્રીજો**—મહેન્દ્રે મેના ઉપર લખેલી ચીઠ્ઠી લઇ તેને પુગાડવા જતાં સુજન ગાર્ડન રેસ્ટોરાંમાં ચાહ પીવા બેસે છે અને ચીઠ્ઠી ત્યાંજ ટેબલ ઉપર ભૂલી ચાલતો થાય છે. જે ચીઠ્ઠી ભડભડ અને દારૂણના હાથમાં આવે છે પાપી જોડું તે ચીઠ્ઠીનો ઉપયોગ કરી ત્યાંજ આવી ચડેલા રણધીરના હૃદયમાં મેનાનાં શીયળ માટે શક ઉત્પન્ન કરે છે. રણધીર ઉશ્કેરાએલી હાલતમાંજ ઘર તરફ જાય છે. પ્રપંચીઓની વધારે પ્રપંચજાળ ત્યાં સુજન પાછો દાખલ થાય છે પણ ચીઠ્ઠી મળતી નથી અને આ પાપી જોડાંની વાત સાંભળે છે.

**પ્રવેશ ચોથો**—શકમંદ થએલો રણધીર મેનાના દરેક શબ્દો ઉપર શકની નજરથી જોય છે અને નોકરીને બહાને નીકળી પાછલી દિવાલની બારીમાં સંતાઈ રહે છે. છૂપી રીતે મહેન્દ્ર પોતાની પુત્રી મેનાને મલવા આવે છે. એક તરફ છૂપાએલો રણધીર અને બીજી તરફ છૂપાએલો દારૂણ ગોળીબહાર કરે છે. દારૂણની ગોળીથી મહેન્દ્ર મરે છે, પણ ઉશ્કેરાયેલો રણધીર પોતાની ગોળી નથી છૂટી એમ ન સમજતાં અવાજ સાંભળી પોતાની ગોળીથીજ મહેન્દ્રને મરેલો માને છે ખુલાસો થતાં પસ્તાય છે. ત્યાં દારૂણ અને ભડભડ આવી પહોંચે છે, વીરા રણધીરને નસાડી તેને બદલે પોતે કેદ થાય છે.

**પ્રવેશ પાંચમો**—માસ્તરાણી તરીકે રહેલા મોહન ઉપર ભડભડ આશક થાય છે. કચરો તે જોઇ જાય છે રમણને બોલાવી આવી આ ધરડા ઘુવડની લીલા બતાવે છે, રમણ તેનો ફોટોગ્રાફ ઉતારી લેય છે.

**પ્રવેશ છઠ્ઠો**—પોતેજ પોતાના સસરાનું ખૂન કર્યુ છે એમ માનનારો રણધીર અફસોસ કરતો દાખલ થાય છે. સુજન તેને શાંતિ આપે છે અને બન્ને જણા વીરાને છોડાવવા જાય છે.

**પ્રવેશ સાતમો**—રણધીર કેદખાનાંમાંથી વીરાનો છૂટકારો કરે છે. (સીન ટ્રાન્સફર) સિપાહીઓ પાછળ પડે છે પણ વીરા યુક્તિથી તેઓને પાણીમાં ઉતારી આબાદ છટકી જાય છે.

---

# અંક ત્રીજો.

---

**પ્રવેશ પહેલો**—નાચરંગ, ભડભડ અને દારૂણનો વીરાનું ખૂન કરવાનો ઠરાવ દારૂણને તથા છૂપાવેશમાં નોકર રહેલો સુજન તેની દરેક વાત સાંભળે છે અને મહેન્દ્ર તથા નગેન્દ્રના ખૂની તરીકે તેઓને ઓળખી લેય છે. તેઓનું પાપ ફોડવા કમાંડીંગ ઓફીસરની મદદ લેવા જાય છે.

**પ્રવેશ બીજો**—પતિનું મૃત્યુ અને પોતાના પિતાના ખૂનીને શોધી કાઢવાની પ્રતિજ્ઞા કરી પૂત્ર સુજનના ચાલી જવાથી ઘેલી થઇ ગએલી સુરબાળા અને તેનો આશરો લઇ રહેલી મેના. ત્યાં આવી સુજન મેનાને તેડી કમાંડીંગ ઓફીસર પાસે જાય છે.

**પ્રવેશ ત્રીજો**—કોમિકનો અંત મોહિની, મોહનના રૂપમાં અંતે માના અને મોહનના હાથ મળવા આનંદ.

**પ્રવેશ ચોથો**—કેદમાંથી નાસી છુટેલો રણધીર અને વીરા. અરસપરસ અફસોસ એટલામાં ઉશ્કેરાએલી હાલતમાં પોતાના પીતા

દારૂણને આવેલો જોઇ બન્ને છુપાઇ જાય છે. ક્રોધના આવેશમાં દારૂણનું આવવું ને રાત દિવસ પૈસા માટે ત્રાસ આપતાં ભડભડને ઠાર કરવાનો દારૂણનો નિશ્ચય. રણધીર ખુલ્લો થતાં દારૂણ અને રણધીરની તકરાર રણધીર દારૂણને દબાવે છે પણ છોડી મુકે છે ત્યાં ભડભડ આવી રણધીરને કેદ કરાવે છે પાછળથી ભડભડ અને દારૂણની તકરાર ભડભડ દારૂણના છૂપા કાગળો બતાવી દારૂણને ફજેત કરવાની ધમકી આપે છે દારૂણ ભડભડને ઠાર કરે છે. કાગળો જોતાંજ વીરા તે કાગળો લેવા કૂદે છે પણ તરતજ દારૂણ તેને પણ ઠાર કરે છે. સુજન દાખલ થઇ તે કાગળો વીરાના હાથમાંથી લઇ લેઇ છે. સુજન હવે ખુલ્લો થાય છે દારૂણ અને સુજનની તકરાર ત્યાં કમાંડીંગ ઓફીસર દાખલ થઇ દારૂણને કેદ કરે છે દારૂણનો ક. ઓ. ઉપરનો ખૂની હુમલો અને શુટીંગનો ઓર્ડર.

**પ્રવેશ પાંચમો**—નિર્દોષ થઈ છૂટેલો રણધીર, સુજન, મેના અને સૂરબાલા, સૂરબાલાને ઘેરથી રણધીરના ઘર તરફ જાય છે.

**પ્રવેશ છઠ્ઠો**—રણધીર, કમાંડીંગ ઓફીસરને હાથે વીરાની છબી ખુલ્લી મુકાવે છે. અને વીરાની યાદદારતમાં કોઇ સ્ત્રી ઉપયોગી ખાતામાં પોતા તરફથી સારી મદદ આપવાનુ જણાવે છે. ત્યાર બાદ કમાંડીગ ઓફીસર તરફથી રણધીરને કર્નલ અને સુજનને ઓનરરી કેપ્ટનની જે પદ્વી મળી છે તે માટે મુબારકબાદી.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ



જે વખતે પાણીમાં બગાડો થાય છે તે વખતે
પણ નિર્દોષ પીણું શું ગણાય છે ?



## સોડા, લેમન, જીંજર,



## રાઝબરી, પીકમીઅપ.



જેવું ચોખું પીણું સુરતની પ્રજાને પૂરૂં પાડવા માટે હમે
સુરતમાં ઘડીઆળ (ટાવર) ની સામે હમારૂં
સોડાનું કારખાનું કાઢ્યું છે.

**લગન, જલસા, પાર્ટી વીગેરે માટે ઓર્ડર આપો અને
નિર્દોષ પીણાની મજા ચાખો. એક વખત અનુભવ
કર્યા પછી તમે તેજ પીણું લેશો એવી ખાત્રી છે**

## મહમ્મદભાઈ મૂસાભાઈ તારવાલા.

### ટેલીગ્રાફ ઓફીસની બાજુમાં—સુરત.

**તા૦ ક૦**—હમે બીજા માફક હલકો માલ બનાવતા નથી પણ ખાસ એરેઇટેડ વાટરથી ડબલ પાવરનો માલ બનાવીએ છીયે. હમારે નામે બીજાથી ઠગાતા નહીં

શ્રી હરિ ૐ

# બોલતો કાગળ નાટકનાં ગાયનો



## પ્રારંભ પ્રાર્થના

ત્હારે પ્રેમે ભરી
સકલસૃષ્ટિ, તુજસ્વરૂપ
પ્રેમથીજ જગત ભર્યું, હૃદયે ઠર્યું, સુખદા
પ્રેમ થકી ઉત્પન્ન કરી જગ સહૂ તેમાં ભરતો પ્રેમ;
પ્રેમ થકી પોષણ કરી હરિ તું માગે બદલો પ્રેમ.
અંત એજ આદિ,
કર્તા ત્હારી કૃતિ આ ન્યાળી;
કઈ કઇ જ્ઞાની ધ્યાની ભૂલી ભમતા
જાણ્યું પ્રેમ વિના કાંઇ નહીં
જે બિજ તે ફળ.

**મેના—** (૧)

પ્રિયકર દર્શન કાજ પ્રિતમના
તલસે ઘડી ઘડી લોભી લોચનિયાં
મનના માન્યા વિણ મન ના મનાય

કમળ રવિ કિરણે વિકસાય તન પૂલકાય
ભેટવા પ્રિય ઉર કરે તનમનીયાં—
મૂહૂરત સાધી મળો મમ મનહર
મારગ ફૂલડાં વેરૂં મોહન વર
આવોજી હળવે હળવે વ્હાલા વીરનર
હૃદય ઉપવન કેરા માળી જીવન સોંપ્યું આ તનમન
લ્યોને આનંદ લ્હાણ—પ્રાણ—રે ગુણ ખાણ
પદ્મ પ્રફુલ્લ વૃક્ષા થયું, મધૂપ જો લે ન સુવાસ;
સ્નેહી વિના નવ સ્નેહીને ઉર પ્રકટે ઉલ્લાસ.

**સાહેલીઓ અને મેના— ૨**

એજ માગે સાહેલી સહુ સંગે મળી
કુસુમ દઇને સખા સુચન કરે છે એવું
પોતે ખિલો જગ ખિલાવા
ખિલે છે જેમ કુસુમ કળી.—
કરમાં કંકણ કનક કેરાં સુહવિએ
હીરા મુદ્રિકા આ અંગુલી ધરીએ
લાજ કંકણ લલનાનું
હીરા સમ શીલ સુભગાનું
પામજો સદ્‌ગુણ શાળી સ્વામી,
પ્રણય પથ ગામી.
આશીષ છે અમ્હારી,
આભારી બ્હેનો મ્હારી.—

મેના— ૩

રંગી, આ દુનિયાના રંગીએ રંગી તે રંગી બેરંગી,
દુનિયા દોરંગી.
સાગર પાણી શીતલમાં, વડવાનલ તેના તળમાં;
આગ ને પાણી બન્યાં સંગી.
આજે અંગી મનાતા, કાલે ભૂજંગી થાતા;
કોણુ ભૂજંગી કોણુ અંગી.
વાયુ જે દીપક ઠારે, આગને એજ વધારે;
પ્રભૂની પ્રભૂતા એ દોરંગી.

દારૂણુ-ભડભડ— ૪

ક્રુર બની કંઇ કપટ ઝપટ કરી,
ફસાવી ત્વરીત પૂરી કર મુજ આશા;
ધરી બળને, હણી ખળને;
જણાવ તુજ દાક્ષિણ્યતા, ફેંકી યુક્તિના પાસા,
ગરવ, સરવ, ક્ષણભર માંહી, ઉતારી આવાર;
હઠ ભરી, જકીલીએ, જુવતી મીલાવ તેમ,
ચર્ણે નમાવી, શર્ણમાં લાવી, જોડું પ્રેમ.

મેના— ૫

રહો આઘેરા અલબેલા, જાણું જીવન છો મનમેલા
આ સ્નેહ અધિર છેલા તરસાવો શાને આમ.
પ્રાણ પ્યારી, વિયોગે ભારી, બને લાચારી, સત્ય કહું શ્યામ

વ્હાલાજી પધારીને પ્રીતિ વધારી  આ નારી  આભારી
તમારી સુખ ધામ.—
હૃદય દાન, દીધું સુજાણ, તમને શ્યામ, પૂરણ કામ.
વસી રહી હૃદય પ્રેમી મૂર્તિ આ પ્રિય રંગે ભરી
નીશદિન જોઉં વાટ દૃષ્ટિ પ્રીતિ રંગે ભરી
શ્યામ....શ્યામ....શ્યામ

**મેના-રણધીર—** ૬

બંધન આ નહિ તૂટે
છટકી જાશો ક્યાં છોગાળા હું.
તો જાણું વીર હું સાચા
આ તાર સુતરના કાચા છોડો જો એ છુટે—
પ્રેમે વણ્યા છે તાર એ-કાચા છે તોએ—
જે કાષ્ટ કોરી દૂર થાતા
તે ભ્રમર કમળે બંધાતા
એવા પ્રેમતણો દઇ પાસ વણાટ વણ્યો તે નવ તૂટે.—

**ભડભડ અને કચરો—** ૭

શરમ, શરમ, શરમ, શરમ, બોળવા બેઠા નામ.
કરે છે ગુલામ, ઇજ્જત લિલામ, ખાનદાનનું જરા નવ ભાન.
થાય આજ થાય છે બુઢ્ઢાની આબરૂ લિલામ,
જાય આજ જાય છે સસ્તામાં ખાનદાન માન;
છે ખરીદનારનો ચઢાવો તે ફૂટી બદામ,

એક—બે—ત્રણવાર, સોદો તમામ.
વન—ટૂ—થી ટેમ, સોદો તમામ.
ક્યાં ધનવાનતણું ખાનદાન, ક્યાં એ ગરીબ નોકર ગુલામ,
નાક કપાવ્યું સહૂ ઓળખીતામાં થુથુ કહી સહૂ થુકશે ગામ.

રમણ— ૮

ફૂલણજી ફૂલોમાં ઝાઝા ફૂલ્યું ફૂલ ફૂલી કરમાશે.
ફૂલી કરમાશે ખિલેલું આખર ખરી જાશે,
સરખા દિવસ ન ગયા કોઇના તેમ નહિ જાશે;
રેંટતણી ઘટમાળ ભરાશે ભરાઇ ઠલવાશે.—
ઉજળું એ સહૂ દૂધ આજ અભિમાને દેખાશે;
જ્યારે પડશે કાળ ઝપાટો ત્યારે સમજાશે.—

**ભડભડ—માના—પૂંજો**
**લાલાજી—કચરો—** } ૯

હાથેં આવ્યો પાજી, નવ છોડું બચ્ચાજી,
એવો અડદારો કાઢો નવ રહે પાંસળી એકે સાજી
છોડો ઘસું હું નાક,
ખવરાવો મેથી પાક
દે તડી
આ પડી
છટકામાં આવ્યા ઉંદર,
હાએ નિકળ્યું કચુંબર

હાય લેતાં બીજાનો માલ આવા હાલ

*    *    *    *    *

શરમ છે શરમ છે બહૂજ શરમ છે.

માના—                    ૧૦

માલી વિનાની ખાલી, જોબન તણી ફૂલવાડી
હાએ સુકાઇ ચાલી, પણ નાવે જીવન માલી
ગાલ ગુલાબતણી ગઈ લાલી.
નરગીસ આંખ નમી મદવાળી,
લ્યા સંભાળી
જીવન માલી
પાણી વિનાની ડાલી તાપે તપી હરિયાળી—

માના-મોહન—                    ૧૧

જાઓ જાઓ નાં બોલાવો,
મોહન છેક છો નમેરા.
સહૂ જૂઠા ત્હમારા કોલ પ્રેમના—
પ્રીત કરવાની રીતથી હજૂ દીસો અજાણ.
ભણી પ્રેમપંથ પુર્ણગ્રંથ કરો પછી પ્રયાણ,
રિસાઓ ન રસિકા રસની ખાણ.
ભૂલું તો શિખાવો ભામા સુજાણ,
પ્યારી પાઠ એ પઢાવો પ્રેમ નેમના—

નીશદિન સ્મરીએં નામ તમારૂં,
પણ પરવા ન ત્હમે કંઇ કરતા.
દીપકને દરકાર નહીં પણ,
અંગ પતંગ પ્રજાળી મરતા.
ઉભો છું હાજર પ્યારી, લેવા શિક્ષા સ્વિકારી;
બોલો ઝટપટ માના પ્યારી.
જાણ્યા નટખટ તમને ભારી,

**માના-મોહન— ૧૨**

હાંરે બની નારી નખરાળી.
અંગે ચોલી સાડી ધરી મોહનજી વ્હેલા પધારજો
જો જો નારી મૂછાળીનાં વિસારજો
હેતે હૈયાપર હાર કરી ધારજો
રહી પડદે પ્રીતિના રસો ચાખશું
ધૂંસ મીઠું શત્રુની આંખે નાંખશું
બનો નારી સુજાણ
લેશું પ્રીતિની લ્હાણ
જો જો ભૂલી પ્રીતડીથી ડૂલી નવ જરી વિસારજો.



# અંક બીજો.

**સુરબાળા**— ૧૩

હાય ઈષ્ટ, ક્યાંથી કષ્ટ, આવ્યું મુજ શીરે અરે;
હૃદય લ્હાય, નવ ઓલ્હાય, બાળે પળ વિપળ અરે.
જીવન ધન લુંટાયું મ્હારૂં, સુખ સૌભાગ્ય થયું ન્યારૂં;
આવ્યું વૈધવ્ય દુઃખ અકારૂં. હૃદય ઠામ નવ ઠરે.
મૂકી રખડતી હૃદય હાર ચાલ્યા પ્રભૂ ઉર દઇ અંગાર;
શાણા છતાં ન કીધો સહચાર, કર્મ લેખ કયમ ફરે.

**સુજન**— ૧૪

છળથી, બળથી, કળથી શત્રુને શોધી કાઢું;
પાપીને બાળું ક્રોધના અંગાર મહીં.
ફોડી પાતાળ, ખોળું ચંડાળ; છોડું ના—
રકતની સરિતાધાર વહેવરાવે તલવાર.
વધાવું ધરાવી ધરાને અરિનો મુંડહાર
બિછાવીજાળ, શત્રુનો કાળ, બનુ આ કાળ; વ્યાપી રહી ઝાળ;

**માના**— ૧૫

આવો કોઈ વૈદરાજ ઓસડ અજમાવો,
આ લાગી લગન વિસરાવો.
પ્યાલો જે પ્રીતિનો ઝેરી પીવાણો તે,
પાછો કઢાવો યા પચાવો.
કહે છે કોઇ કંઇ કાન કંઈ સાંભળે છે

કંઇ કહેવા જતાં આ જીભથી કંઇ નીકળે છે.
જવાનું કયાંય ને આ પાય કયાં આડા વળે છે.
થતું નથી કંઇ બીજું પણ ચિતડું ભડભડ બળે છે.
એ છોડાવો લગન, આ મિટાવો અગન, શાંતિ લાવો,

રમા— ૧૬

સુખ હોય જો નારને નાથ તણું,
ગણે સ્વર્ગીય સુખ સહૂ તરણું;
સતીને નહિ માન તણું સમાણું,
ધિક તે અધમા ઘરે જે રૂસાણું.
પતિ પ્રેમ પિયૂષનાં પાને ઠરે,
નિત્ય સ્નેહ સરિતામાં સ્નાન કરે;
બની દાસી વિલાસી ઉદાસી હરે,
મનવાણી ક્રમે પતિસહ વિચરે;
પતિ સેવી સંસાર સમુદ્ર તરે.

કુચરો ૧૭

બચ્ચા કચરા, કંઈ સાવધ થા, બુબખ બુદ્ધો ચસકેલ દીસે;
આ ઘનચક્કર, મોહિની દીપપર, જો મીણ બની પીગળેલ દીસે.
કાંઈ દાળમાં છે કાળું એ નક્કી થયું,
શું ખરો છે ભેદ એ તો જાણવું રહ્યું;
પાસને નાપાસનું દરદ નવું થયું,
શરમ શરમ બુદ્ધાનું હવામાં ઉડી ગયું;

દારૂણ— ૧૮

માારૂં મારૂં વિદારૂં વેરી;
ગુનાહમાં લઉં ઘેરી.
બિછાવું બાજી હું ખટપટની, જાળ કપટની,
છળબળથી, કંઇ કળથી, જણાવું શક્તિ મ્હારી.
પૂરી પ્રપંચ પિંજરમાં કરૂં એ મેના આ પોપટ કેરી,
વિઘ્નો વિખેરી

મેના— ૧૯

હું તો ઇચ્છું છું પતિ તમ્હારી સેવા;
મને અન્ય વિષયથી નહિ કંઇ લેવા દેવા.
મળ્યે છાશ બાકળાં ખાઇને પેટ ભરીશું,
મળશે તેપર સંતોષે ગુજર કરીશું;
પતિના એઠા ટુકડા તે મીઠા મેવા.—
કંચન નહિ પણ સૌભાગ્ય કાષ્ટની ચૂડી,
મંગળદોરો તે સતી નારની મૂડી;
કાચા સૂતરને તારે બંધાયા એવાં.—
જાડે કપડે પણ અંગ સહૂ ઢંકાશે,
પતિ સંગે પર્ણકૂટી મહાલય સમ થાશે;
પતિ સ્નેહ દૃષ્ટિએ અમે વેચાયા જેવાં.—

મેના— ૨૦

સુખ દુઃખ છાંયડી રે, ઘડી ઘડી થાય ઘડી વિખરાય,
સદા ધરી ધીરજ ધીર મન માંહ્ય, નવ ગભરાય.
અસ્ત થાય તે ઉદય થાવા,

સુચન કરતા જણાય, શશી દિનરાયરે.
તે ઘડા ઠલવાય ઘડી પછી પલ પ્રથમ જે ભરાયરે,
જે ભરાય તે ખાલી થાવા.
શીખવે એ ઘટમાળ ફરતી,
આશ ધર મન માંહ્ય, સુજન સદાયરે.

**મોહન અને માના— ૨૧**

હર ફેશનમાં, પોઝીશનમાં; ઓ યસ આઇ એમ બ્યુટીફુલ મેડમ
જે દેખતા તે સહુ કહેતા, ગુડ ડે બાનૂ વેલકમ;
મૂછાળી મેડમને હરદમ ખુશાલી આહાહા હાહાહા.
આઇગ્લાસ આંખ ઉપર ને માથે વિગ કાળી,
અંબ્રેલા લેડી ફેશનની હાથમાં રૂપાળી;
છે લેડી બૂટ પગમાં ને વોચ ખીસે ગાલી,
મોંપર લગાવ્યો પાઉડર ગાલે લગાવી લાલી.
( જે દેખતા તે કહેતા જૂઓ કાળી મડમ ચાલી. )
હું અલબેલી, નાર નવેલી, સુધરેલી, કહેવાઉં.
બલિહારી જાઉં.–

**ભડભડ–મોહન–કચરો—૨૨**

હે ભગવાન આ પ્યારી મળે ક્યારે,
હે ભગવાન આ ભૂત ટળે ક્યારે.
કરે ક્યારે મોહિની પ્યાર,
ટળે ક્યારે ગોલો ગમાર.

વરી મનમોહિની સાથ આ વૃદ્ધ બનશે જુવાન;
કરો ભગવાન એવું કે આ વૃદ્ધ પહોંચે સમશાન.
ક્યારે વૃદ્ધ બહાર આ લૂટે?
ક્યારે હવે પાપ આ છૂટે
એક શેતાન ને ચૂડેલ છે બીજી જોડી બની નવરંગ.

**ભડભડ અને મોહન— ૨૩**

છેલ ભડભડ વરરાજ બની મહાલશેરે
જૂઓ મોહન બન્યા આજે મોહિની.
હાય જોબનભરી મોહિનીપરી જન્મી છે મુજ કાજ.—
બનીને જોડી ફરી માણશું સુખ બે સાથે
બનીને જોડા પડી ટાલ "પાડશું માથે
ચઢીશું ગાડીએ મિસ્ટર ને મિસિસ સંગાથે
ફરીશું પાલવે બન્ને ભીડી બાથે બાથે
હોટલમાં જઇ બોટલ ફોડી
લઈ હાથમાં હાથ કહેશું–' સોડા લ્યો સોડા '
નહી–' ઘાંસલેટ લ્યો ઘાંસલેટ. '—

**કુચરો ૨૪**

આશક ખરબુચા જેવા, માશુકનો પૂર દમામ
ચાહે રાંડે કે માંડે, શું અમને તેથી કામ;
જાણે ઘરડી ઘોડીને, પહેરાવી લાલ લગામ
જોડી જુગતી છે એવી, કે જોવા મળશે ગામ.
(હસવાનું.)

વર લોભ ધરે કન્યાનો, જમવાને માગે જાન,
ઘોડાને બદલે ખાંધો, ગીતડાંને બદલે કાણ;
અહીં માંડવડો મંડાયો, ત્યાં કાષ્ટ ગયાં સમશાન,
ચોરીને બદલે ચોકો, ને 'રામ બોલો ભઇ રામ'

(હસવાનું)

રણધીર— ૨૫

હાંયે થયું શું આરે વિપરીત,
બહાદુરોની બુદ્ધિ, તજે શું હા શુદ્ધિ;
કયાંથી રીધી રહે, જ્યાં કાળો કલેશ નિત્ય;— ટેક૦
પ્રિયાના પિતાનો ઘાત,
કરી હાથને આઘાત;
દીધો વ્હાલીનો હા..............મેં
પ્રેમથી વહેમ તો ત્યાં ન ક્ષેમ;
નેહ નેમે વ્હાલાં લાવો રહેમ.— ટેક૦

વીરા— ૨૬

સત્યપરાયણ ન્યાયી સજનને સ્હાય હરિ કરશે;
કષ્ટ કસોટી કસે ભલે, સત્ હેમ સાચું ઠરશે.
ઉગાર્યા પાંડવ લાક્ષાગૃહથી તાર્યો સુધન્વા તેલ દુ:સહથી
પાળે શરણાગતને પોતે નિજ બિરદ વિભૂ ધરશે;
ખારો દુર્જનખર શઠતા સાકર તે આખર મરશે.

# અંક ત્રીજો.

કંચનીઓ— ૨૭

પીઓ સૂરા શૂરવાળી;
પ્રેમે ભરી આ પ્યાલી,
રંગીલી એ રંગવાળી,
રંગીલી મોહક મદથી ભરી ભરી.

( નાચ )

રસબસ રસમાં થઇ વ્હાલા,
આલીંગી લલના લાલા;
પ્રેમે બની મતવાલા,
પાઓ પીઓ મધુ પ્યાલા.

( નાચ. )

મેના— ૨૮

કોને કહું હું દુઃખી અંતરની વેદના આ,
ખોલી બતાવું કયાં જઇ અંતરના ભેદ નાના.
દુઃખ વાદળ હરિ વર્ષાવે, નિર્ભય પથ નવ દર્ષાવે;
ક્ષણુ રડવે, ક્ષણુ હર્ષાવે, સુખ થઇ મૃગ જળ તરસાવે.
ખાઉં દુઃખદાધિમાં ગોથાં,
હરિ તું તારો જગ જોતાં;
આશા તુજમાં મન પ્રોતાં,
સ્હાયક શ્રીવર શોધંતાં.
અધવચ અથડાણી ભવ રણમાંરે શું કહીએ ત્યાં ?
મનના બળાપા પ્રભુવિણુ કહેવારે કહો જઇને કયાં ?

**મેના—** ૨૯

સુકાની મારો સાચોરે તું કિરતાર
તારે આધારે છોડી નૌકા ભર દરિયે મેં તો
છે એવટિયો ધારી જગ આધારરે.—
બિરદ ધર્યું બલરામ બંધુંનું
ચાહે મારે કે ઉતારે પારરે.—

**રમણુ અને મોહન— ૩૦**

આવો આવો ભણુતર ભણુાવો કંઇ સાને શીખાવો, ને ચેલો
બનાવો આ છેલ.

જાઓ જાઓ છેડો શાને મૂકો કેડો
સતાવો ના નેડો લાગ્યો રંગરેલ
ભૂલ્યો હું સહુ ભાન જોઇને આ મુખ પ્યારૂં પ્યારૂં રે
શીખો જેન્ટલમેનનાં લક્ષણુ આ દેખાય ન સારૂં રે
have come respect
( હેવ સમ રિસ્પેકટ )
come in private
( કમ ઈન પ્રાઇવેટ )
out of atticate
( આઉટ ઓફ્ એટીકેટ )
ના જોઇએ ધેટ-ફેટ
માનો મનમાની પ્યારી દિલજાની ખેલો આ જુવાનીના ખેલ.—

રમા-મોહન-અને
રમણ તથા કચરો- } ૩૧

ક્યાંથી આવી રે તું છટેલી છીનાળ
કે કંકાસ કરવા કાજ તું ઉખડી
છાની છાની રે હવે તું શાણી નાર
શું પીછાણુ તને પ્રપંચની પડી
જોઇ તને ચિત્ત ચરરર ચરરર, ભડકે મ્હારૂં બળે
અરે જાણે પ્રજાળી હોળી
ચુપ ચુપ અરે જા અરર અરર આશું ચપચપ કરે
આવી જોડી મળે નાં ખોળી
થઇ શાણારે લજ્જા મેલીને લોભાયા
ઠીક ફસાણારે આતો મોહનની છે માયા
વાહ મોહનિઆ વાહ
નફ્ટ નીકળને
રાંડ તું ટળને
બસ જા, દુર થા,
હાય હાય હાય
જોવા જેવીરે આજે ખૂબ ધમાધમ જામી
નહિ બંદાની ટ્રીકમાં ખામી, ખૂબ થઇ વાહ ખૂબ થઇ.-

**ભડક–કચરો–રમા–**
**રમણ–માના–મોહન** } ૩૨

આજ વધાઈ, આજ વધાઈ, ગાઓ સહૂ સંગાથ;
ઈચ્છિતવર સરવે પામ્યાં રીઝયા જગજીવન નાથ.
આનંદીને આનંદ લહાણુ
ને પ્રીતમને પ્રાણુ
જે જોઈએ જેને તે તેને આવ્યું હાથ,
ઘોળામાં ધૂડ નાખતો બુઢ્ઢો બચી ગયો,
રમુજ માગતો, કચરો ખુશી થયો.
મિસ્ટ્રેસનો નાટક ખૂશીમાં પૂર્ણ અહીં થયો.

**રણધીર, મેના,**
**સૂરબાલા, સુજન.** } ૩૩

આશ પૂરણ કરશે જગની જગનાયક નટવર પૂરણ કામ
શ્યામ સુંદરવર સુંદર નામ,
ઘટઘટ વ્યાપક ઘનશ્યામ;
હાંહાં રાધાવલ્લભ રસધામ.
દીનના દાતા, જગતના ત્રાતા, ભકતોના જીવ પ્રાણ,
બેઠા જો તારનાર માથે કિરતાર ધાર તેનો આધાર પાર તેથી તરે;
આવે દુઃખો તે હટાવે રિબાવે એ સતીયાંની સાહ્ય સત્ય
સ્વામી કરે,
ગાઓ તેનાં ગુણગાન
સતીયાં તરશે, પાપી મરશે. દુઃખને હરશે, રઘુકુલતિલક રામ.

**ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ**



# જાહેર ખબર



નીચે લખેલા પુસ્તકો શ્રી આર્ય નીતિદર્શક નાટક સમાજનો મુકામ જયાં હોય ત્યાંથી મળશે. માટે જેઓ સાહેબને જોઇતાં હોય તેઓએ રોકડી કિંમતથી મગાવી લેવાં. નોટપેડ કાગળ રાખવામાં આવશે નહિ.

॥.

૧ સરસ્વતીચન્દ્ર નાટકના ગાયનો (આવૃતિ ૪

૨ જાલીમ દુલિયર નાટકના ગાયનો „ ૫

શ્રી આર્ય નીતિદર્શક ના. ૮.

